# દાન પરીક્ષા.




લેખક તથા પ્રકાશક,

ઉમરેઠવાસી દંડનાયક નારણજી નંદલાલ.

અમદાવાદ.




રા. બા લલ્લુભાઇ કૃષ્ણદાસ પ્રીત્યર્થ અર્પણ.




પ્રથમ આવૃત્તિ. પ્રત ૧૫૦૦.

સંવત ૧૯૭૦. સને ૧૯૧૪



ઘીચીરોડના પુલ નીચે આવેલા શ્રી જૈન વિ૰ વિ૰ પ્રી૰ પ્રેસમા

શા. ચુનીલાલ અમથાશાએ છાપ્યુ.

અમદાવાદ.



કિમ્મત દોઢ પાઈ.

॥ उद्धरेदात्मनात्मानं ॥

શ્રી.

# દાન પરીક્ષા.

આપણેજ આપણા મિત્ર અને આપણેજ આપણા શત્રુ બનીએ છીએ. આપણા પદાર્થોનો સદ્વ્યય કરીએ નહિં અને દુષ્પરિણામ જોઇ પાછળથી પસ્તાઇએ છીએ. આવી સ્થિતીને મૂર્ખતા કહેવામાં આવે છે, પણ ખરેખરી મૂર્ખતા તો ગમે તેવાં પોતાનાં કર્મોનાં માઠા પરિણામ આવે તોપણ જેને કાર્યકારણનું ભાન થતુ નથી ત્યા રહેલી છે. દેશમા ભિખારી બેહદ વધી ગયા છે. એ ભિખારી યાત્રા કરવાને બાહાને કિંવા યજ્ઞ કરવાને બાહાને કિંવા પુત્રીના લગ્ન કરવાને બાહાને અથવા બીજી અશક્તિઓને બાહાને દાનશીલ પુરૂષો કનેથી ઠગી દ્રવ્યાદિ મેળવે છે. દાનશીલ પુરૂષો ભિખારીની પરીક્ષા કરી શકતા નથી. ઘણું કરીને તો દાનશીલ પુરૂષો પોતાના અબુધ નોકર ચાકરોનેજ આ કામ સોપી તેમના દ્વારા દાન કરાવે છે કોઈ દાતાર સુજ્ઞ હોય છે તો પણ તેની ગેરહાજરીમાં ભાગ્યેજ એ પુણ્યાતિષયનું કાર્ય તેવાજ સુજ્ઞને હાથે રહે છે. દેશમા ચાલતાં બધાં અન્નક્ષેત્રો અને સદાવ્રતો પ્રાયશઃ બે કિંવા ત્રણ રૂપીઆના પગારદારોજ ચલાવે છે. છત્રાના ઉત્પાદકે સ્પષ્ટ લખ્યું હોય કે આ સંસ્થા સાધુ માટે છે તોપણ તુચ્છ પગારી અને અદીર્ઘ દૃષ્ટિ પુરૂષને સાધુની પીછાન નહિં હોવાથી દુષ્ટ, ક્રોધી, કામી, લોભી, અને દુરાચારીને માત્ર વેષ ઉપરથી સાધુ માની લેઇ તેવાને દાન આપે છે. કર્તાએ લખ્યુ હોય કે આ સંસ્થા અશકત માટે છે. સંસ્થાનો ચાલક અજ્ઞાત હોવાથી એકાદ અંધ કિવા પંગુને જોઇ તેને દેવની પેઠે પુજે છે પણ તે સમજતો નથી કે આ અંધની અન્ય જે જે ઇંદ્રિઓ સશકત છે, તેનાથી કામ લેવાનુ બંધ પાડીશું તો તેથી અંધ વગેરેનુ અને દેશનું અહિત થાય છે. પ્રાયશઃ દેશમાં ભિખારીની આજકાલ ૭ કરોડ જેટલી સંખ્યા વધારી દેવામાં આપણું અજ્ઞાન એજ મુખ્ય કારણ છે. આપણું અજ્ઞાન ખુદ ભિખારીને પણ હાસ્ય કરાવે છે. ફકીર કિંવા યતિ કિંવા બ્રહ્મચારી બબે સ્ત્રીઓ સહીત પ્રત્યક્ષ હોય છે છતાં આપણે તેને બાવાજી ( પિતાજી ) કહી પગે લાગીએ છીએ. તે વખતે તેઓ પણ " ગાંડી ગુજરાત " અથવા

" ભોળો દેશ " માની મકલાય છે અને પોતે નિર્વિઘ્ન માની પોતાની સંખ્યા પ્રતિ વર્ષ વધારતા ચાલે છે. ખેર ! એટલુંજ નહિ પણ આપણા અજ્ઞાનનો લાભ લેઇ ઉંદરનો કાળ બની તે જેમ ઘરનો નાશ કરે છે તદ્વત્ ભિખારી આપણા ઘર આગળ અડંગા નાખી, ગાળો આપી, કવચિત્ મારામાર કરી જબરદસ્તી ભીખ લે છે અને પોતાની ઓલાદ માટે લાગો ઘાલી દેશપર કાયમનો બોજો મૂકે છે, બજારમાં ફકીર કિંવા નાનકશાઇ આવ્યો કે તુર્ત કકળાટ દૂર કરવા એકાદ વાણીઓ ખડો થઇ, પૈસા ઉઘરાવી ભિખારીને " હ્યો પિતાજી" કહી પગે લાગે છે. આવી આવી અનેક નઠારી અને અવિહિત રૂઢિઓથી બધી ન્યાતોમાં દાનનું સ્વરૂપ ઢંકાઇ ગયુ છે. દુષ્ટજનોને ઉત્તેજન મળે છે, સાધુ ભૂખ્યે મરે છે, દાનશીલ દુઃખી થાય છે અને સેહેલામાં સેહેલો રસ્તો ભિખ, હાથ લાગવાથી ભિખારીની સંખ્યા પ્રતિવર્ષ વધી જઇ દેશમાં મજુરી બેહદ મોંઘી થઇ જાય છે. મજુરી કરનાર વર્ગ ભિખથી સુખી થવા લાગ્યો એટલે ખોરાક વગેરેની વસ્તૂઓ મોંઘી થઇ જાય છે. બલ્કે વસ્તુની બનાવટો પણ દેશમાંથી હડતાઇ જાય છે. દેશમાં લાખ્ખો વિઘાં જમીન પડતર રહે છે અત્યારે તમામ ભિખારીએકલી ખેતી પાછળ મંડી પડે તો ચોમાસુ ખુલતાંજ ચોખ્ખી અને સસ્તી ખાંડ દેશમાંથીજ મેળવીએ અને વ્યાપારીઓ પરદેશની આગબોટની રાહ જોતા તૂર્તજ બંધ પડે. પણ "વે દિન કહાં કે મિઆંકે પાંવમેં જૂતિ" અનાથાશ્રમો, અન્નછત્રો, ધર્મશાળાઓ, અને સદાવ્રતો એ બધી સંસ્થાઓના દુરૂપયોગવડે દેશનું નખોદ વળી ગયું છે. હવે આપણે ન રહ્યા પૂર્વાત્ય અને ન રહ્યા પાશ્ચાત્ય ! ઘાંચીના બળદ જેવું, અથવા તો કુંભારના નિભાડાના ભાજન જેવું થઇ પડયું છે. પૂર્વે ઘેરઘેર દાનધર્મ પ્રચલીત હતો. અને દરેક જણ પરીક્ષક હતો એ જ્ઞાન શિથીલ થયું એટલે ઉક્ત આશ્રમો જન્મ પામ્યાં, અને આશ્રમોની સ્થિતી બગડી એટલે આખા દેશને અસર પહોંચવા લાગી. ઘેરઘેર સ્વચ્છતાના નિયમો પળાતા હતા, ત્યાંસુધી ગ્રામ સ્વચ્છ રહેતું હતુ અને મ્યુનિસીપાલિટી લાવ્યા એટલે યુરીનલ કિંવા જાજરૂ હોય ત્યાંથી ત્રણસેં કદમ દૂરસ્થને ભાન આવશે કે આપણે મ્યુનિસીપાલિટી દાખલ કરવામાં ભૂલ કરી. ભૂલ્યે ચૂકયે એવા દુર્ગંધપૂર્ણ સ્થાન છોડી બીજી જગોએ મળમૂત્રનો વિસર્ગ કરે છે તો એકાદ આબરૂદારે પણ ચાર રૂપીઆના પોતાનાજ પગારદાર જમાલભાઇ કિંવા દાનીઆને પગે પડવુ પડે છે. દાનક્રિયાની પણ વેગ્રંસી એકટ લાગુ થશે ત્યારે એવીજ સ્થિતી થવી છે આપણા ખરા ફકીર સાહેબ, મહારાજ, યતિ, કિંવા ગયણીજી જેવા યોગ્ય જનોને

ઇનસાફ માટે મી. બર્ડવુડ, મરવાભાઇ, રૂસ્તમશા કિંવા કા મેજીસ્ટ્રેટ રૂબરૂ ખડા થવાનો પ્રસંગ આવે ત્યારે તેમનુ ખરાપણું સાબિત કરવા પાછું આપણેજ ઘસડાવું પડશે. અને કદાચ તેમ થતાં પણ તે ખરા પરિવ્રાટ્નો બચાવ થવો મુશ્કેલ થઇ પડશે આપણા અજ્ઞાનથી જ્યારે ઉત્તરોત્તર આપણું કષ્ટ વધતુ ચાલ્યું છે અને અધિક વૃદ્ધિગત થવા વક્યા છે તો પછી આપણેજ આંખ ઉઘાડી કર્તવ્યપરાયણ થઇએ. પ્રત્યેક ધર્મશાળાના મેનેજરે દરેક ધર્મશાળાની મુલાકાત લેઇ આશ્રય લેનારને પથિક (વટેમાર્ગુ) તરિકે ભોજન તથા આસન આપી સંતુષ્ટ રાખવો અને બીજે દિવસે તે રહેવાનો હોય તો તેની પાસેથી કામ લેવું. પોતાની પાસે કામ ન હોય તો વસ્તીમાંથી કામોની માગણીઓ મેળવવા. વિદ્યાર્થી, યતિ, બ્રહ્મચારી અથવા વિદ્વાન્ હોય તો તેમને અન્નવસ્ત્ર આપી તેમનાં સત્કર્મને જરૂરપુરતાં સબલ કરવા શેહેરીઓએ શેહેરમાં દાખલ થએલા ભિક્ષુકો માટે એક પરીક્ષક કમિટી ઠરાવી ભિખારીને તેમની પાસેથી પાસ મેળવવા કહેવુ. પરતુ પાસ વિના ઘર આગળ ઉભો પણ રાખવો નહિં. અનાથાશ્રમોમા અંધ, પગુ વગેરે લોકો હોય તેમની જે જે ઇંદ્રિય કામ કરી શકે તેવી હોય તે વડે લોકોપયોગી કામ કરાવી અન્ન આપવું. જેમકે એક લાકડુ વેહેરવુ હોય તો એક લંગડો અને એક આંધળો મળી વેહેરે વિદ્યાર્થી હોય તોપણ તે નિદાન મેહેનત કરીને અથવા બીજાને ટયુશન આપીને પોતાના રોટલા જેટલુ પેદા કરે. નાહક અંધજનોને ફકત ગાયન શિખવી કિંવા બલાત્કારે ભણાવી પુનઃ ભિખારીને ભિખારીજ રાખવા નહિ, કવીશ્વર દલપતરામભાઇએ કહ્યુ છે કે "રોટલી નાખી ભિખારી ન રાખો" એવી યોજનાથી રોટલી આપવી કે જે ખાઇ પુનઃ તેને બીજાની યાચના કરવી પડે નહિ. આવી રીતે ભિખારીઓ વસતી તરફથી અને તમામ સસ્થાઓ તરફથી કર્તવ્યનો પાઠ શિખશે, ત્યારેજ તેમના વારસામાં ઉતરેલી અથવા વ્યસનની પેઠે તેમના સ્વભાવ સાથે જોડાઇ ગએલી ભીખ તજી જનમડલનો અપકાર કરવો છોડશે, ત્યારેજ મજુરી સોંઘી થશે, ત્યારેજ ગુન્હા અટકશે, ત્યારેજ ધાન્ય સસતુ થશે અને ત્યારેજ સુખસપત્તિ વધશે કે જ્યારે પારકી મેહેનત ઉપર તાગડધિન્ના કરનારની લોકો પરીક્ષા કરવા લાગશે અત્યારે એકાદ જડબુદ્ધિ વાઘરીને કિંવા અસ્પર્શ્યને પણ સાધુ થઇ ઉચ્ચ કોમોની સત્કાર પૂજા લેવાની હિમ્મત આવી છે. કારણ શું? આપણું ભોળપણ, આપણી નિર્બલતા અથવા આપણું અજ્ઞાન. ઉધઇનો એક જીવડો કાળે કરી મજબૂત વસ્તુને સપાટાબંધ ખાઇ નાંખે છે તો ૭ કરોડ ભિખારી આપણી જે સ્થિતી કરી શકે તેનું આપણને કેમ

ભાન નહિ થવુ જોઇએ ? આપણે ગાડરીઆ પ્રવાહમાંથી ડોકું પણ ઉંચું કરીશું નહી તો પછી ઉન્નતિનો માર્ગ કદિ પણ હાથ લાગશે નહિ.

એ વાત ખરીછે કે સર્વ મ્હોટા મ્હોટા યજ્ઞો કરતાં પણ દાનયજ્ઞ મ્હોટો છે.

**काष्ट भार सहस्रेण घृत कुंभ शतेन च ।**

**अतिथियस्य भग्नाश स्तस्य होमो निरर्थकः ॥**

એ વચનથી સ્મૃતિકાર એટલે સુધી જણાવે છે કે અતિથિ જેને દરવાજેથી ભૂખ્યો જાય તેણે યજ્ઞમાં ગમે તેટલાં લાકડાં, ઘી વિગેરે બાળ્યાં હોય તોપણ તે નિરર્થક થઇ પડે છે. વળી કહ્યું કે:—

**दान मेकं कलौयुगे ॥** આ યુગમા દાનજ એકલુ આ લોક અને પરલોકનુ સુખ આપવા સમર્થ છે. આવીજરીત્યા શાસ્ત્ર માત્ર પુકારી પુકારીને કહે છે કે ઘણા માનથી, ઘણી શ્રદ્ધાપૂર્વક અને જેને દાન આપવું છે તેની સામે જઇને (બોલાવીને નહિ) દાન આપવું એ શ્રેષ્ઠ છે આ ઉપરાંત દાનની ફલશ્રુતિ એટલી બધી છે કે તે સાંભળી શઠ પણ પોતાનું શાઠ્ય તજી દે. શાસ્ત્રકારોએ આપણને જે જે ફરમાનો કર્યા છે. તે રાજઆજ્ઞાવત્ પાળવા પ્રત્યેક આર્યપુત્ર બંધાએલો છે. પરંતુ તે આજ્ઞાઓને છુટેછુટી નહિ વાચતા સમગ્રતાએ વાંચવી ઈષ્ટ છે, જેથી પુણ્યનું સ્થાન પાપ ખુંચી લેઈ આપણને નર્કે ઘસડી જાય નહિ, આજકાલ કલિના એજંટો ગાયના આંચળે જીંગોડી વળગે છે તેમ શાસ્ત્રરૂપિ આંચળે વળગી તેના રહસ્યરૂપિ પયપાન નહિ કરતાં તેમાંથી અનર્થ ખેંચી લેઇ રૂધિરપાન કરે છે, તે કરતા મુર્ખ દાતાઓ પણ ઘણે અંશે ચઢિયાતા છે. દાન આપવુ એવું શાસ્ત્રીય ફરમાન છે. ત્યારે સવાલ એટલોજ રહે છે કે દાન માટે શાસ્ત્રે કોઇ પાત્ર ઠરાવ્યુ છે કે નહિ ? કેમકે એટલુ તો નિર્વિવાદ છે કે પ્રજાને પાયમાલ કરવી એવો ઉદ્દેશ શાસ્ત્રકારનો હોઇ શકેજ નહિ. જોતાં તુર્તજ જણાઇ રહેશે કે પાત્ર પરીક્ષા કર્યા વિના અયોગ્ય સ્થાને જેણે જેણે દાન કર્યા તે બિચારાની ઘણી દુર્દશા થઇ છે. મહાભારત વગેરે પુરાણોમાં તેના સેંકડો દાખલા ટાંકેલા છે ટુંકામા પાત્ર પરીક્ષા માટે પરાશરાદિ શાસ્ત્રકારોએ જણાવ્યું છે કે:—

**नैक ग्रामीण मतिथिं विप्रंसांग मिकं तथा अनित्यं ह्यागतं य स्मात्तस्माद तिथिरुच्यते.**

જે એક ગામનો "દયા પ્રભુની" વગેરે પાઠયો બોલતો હાથમાં પોહોળા મોંઢાનો લોટો લેઇ ભટકતો ભિખારી છે. અથવા જે નિત્ય ભચકાય છે

તે અતિથિ નથી પણ એકજ વખતે પ્રથમ આવી રહેલા ક્ષુધાર્થિનેજ અતિથિ ગણી પક્વ અન્ન આપવા કહેલું છે. કદાચ વિદ્યાવાન અથવા બ્રહ્મચર્યાદિ વ્રતવાળો હમેશ આવે તો તેને માટે કહે છે કેઃ—

**अपूर्वः सव्रती विप्रोऽपूर्वो वा तिथिस्तथा,**

**वेदाभ्यासरतो नित्यं त्रयोऽपूर्वा दिने दिने.**

તે જ્યારે આવે ત્યારે પ્રથમ જાણે આવ્યાજ નથી એવા માની અન્ન વેચી ખાવાને નહી પણ તૂર્ત ક્ષુધા નિવૃત્ત થાય તેવુ તૈયાર રાંધેલું આપવું. કેમકે સુક્ષેત્રમાં વાવેલું બીજ જેમ નષ્ટ થતું નથી, તેમ તદ્વત સુપાત્રે જે દાન કરાય છે તે પણ નાશ પામતુ નથી. વેદાધ્યાયી હોય કિંવા બીજી રીતે પાત્ર હોય તોપણ મુનિવર્ય કહે છે કે—

**नविद्यया केवलया तपसा वाऽपि पात्रता ।**

**यत्रवृत्त मिमेचोभे तद्धि पात्रं प्रकीर्तितम् ॥**

હુતો કેવળ વિદ્યાવાન કિંવા ચાંદ્રાયણાદિ તપ કરનારને પાત્ર કહેતો નથી પણ તે આથે તે સદાચારસંપન્ન હોય તોજ તેને પાત્ર કહું છું. અંગ્રેજોમાં કેરેક્ટર જેને નથી તેને માણસજ ગણ્યો નથી આગળ વધીને એનાએજ મુનિ કહે છે કે—

**स्वाध्यायाढयं योनिमन्तं प्रशान्तं वैतानस्थं पाप भिरुं बहुज्ञं ।**

**स्त्रीषुक्षान्तं धार्मिकं गोशरण्यं व्रतैः क्लान्तं तादृशं पात्रमाहुः**

જે વિદ્યાર્થિ, કુલીન, યાજ્ઞિક, શાંત, પાપથી ડરી જનાર, વિદ્વાન, અલુબ્ધ, બ્રહ્મચર્યાદિ વ્રત વડે પૂર્ણ હોય તેજ ખરૂં પાત્ર છે અને દાતારને પાપથી તેજ તારી શકે છે.

**दातारं पापात्तारयतीति पात्रं ।**

દાન લેનારો દાનનો એવો તો સદ્ઉપયોગ કરે કે જેથી દાતારને અને પોતાના આત્માને તારી દે. વળી કહ્યુ છે કે—

**येक्षांतदान्ताः श्रुतपूर्ण कर्णा । जितेंद्रिया प्राणिवधान्निवृत्ताः**

**प्रतिग्रहेसं‌कुचिता गृहस्थास्ते ब्राह्मणास्तारयितुं समर्थाः ॥**

જે પુરૂષ મન તથા ઇન્દ્રિઓને વશ રાખે, જ્ઞાનવાન હોય, વાણીથી પણ હિંસા કરે નહિ અને દાન લેવામાં અત્યંત સંકોચ પામતા હોય તેજ તરે અને દાતાને તારવા સમર્થ છે

**दाता प्रति ग्रहीता च द्वौ तौ नि[illegible]यगामिनौ ।**

એ શ્લોકથી દાન લેનારને પણ સ્મૃતિકારો કહે છે કે જો તમે વિદ્યા અને તપથી રહીત હો તો તમેજ ડાહ્યા થઇ પ્રતિગ્રહ લેતા માં. કેમકે જનમંડલને તમારાથી કંઇજ લાભ નથી તેમ છતાં લેશો તો તમે અને તમને દાન આપનારને એ દાન નર્કે પહોંચાડશે. તેમાં પણ તપ અને વિદ્યાથી રહિત હોય તે તો દાનને પાત્રજ નથી. એવા દાન લેનાર અને આપનાર નર્કે સંચરે છે.

विद्या तपोभ्यांहीनेन नैव ग्राह्यः प्रतिग्रहः ।
गृह्णन्प्रदातार मधोनय त्यात्मा न मेव च ॥

આગળ ચાલતા એના એજ સ્મૃતિકાર કહે છે કે ભાઇઓ ! દાન લેઇને રાજી થવાનું નથી. ઉપકાર અને પ્રત્યુપકારનો નિયમ ઘણો સખ્ત છે. ઉપકાર માથે ચઢાવવા એ કરજ કરતા પણ કઠિણ બોજો છે, એમ સમજીને બનતા સુધી પ્રતિગ્રહ લેવાને સમર્થ હોય તેવા પુરૂષે પણ દાન લેવાનું છોડી દેવુ. એ પ્રમાણે દાન નહિં લેવાથી દાન કરનાર પુરૂષો જે ઉત્તમ લોકને પામે છે તેને દાન નહિ ગ્રહણ કરનાર પુરૂષ સહજ પ્રાપ્ત કરે છે.

प्रतिग्रह समर्थोऽपि नाऽऽदत्तेयः प्रतिग्रहम् ।
ये लोका दानशीलानां तान् समाप्नोति पुष्कलान् ॥

આટલું બધુ સમજાવીને કહેતા પણ ભિખારી અને ભિખ આપનાર માને નહિં તો સ્મૃતિકારો રાજા પ્રત્યે ફરજ મુકે છે કે તેણે જે ગામમાં ભિખારીઓને ભિખ મળતી હોય તે આખા ગામને દંડી નાંખવુ કેમકે ભિખારી ( ચોર ) ને ભિખ આપ્યાથી તે હરામખોરોને ઉત્તેજન મળી જનમંડલને ત્રાસકર્તા થઈ પડે છે.

अव्रता ह्यनधीयाना यत्र भैक्ष्यचरा द्विजाः
तंग्रामं दंडयेद्राजा चौरभक्त प्रदोहिसः ॥

સ્વામી વિવેકાનંદ કહે છે કે બક્ષીસ પણ સ્વીકારવી નહિ કેમકે તેથી પણ સ્વતંત્રતા હણાઇ જઇ બક્ષીસ આપનારનો દેવાદાર તે બને છે. When a man nreewess gift from another he becomes bound & attached ete. પરમ ભક્તશિરોમણી તુલસીદાસજી કહે છે કે 'દાન લેવા માટે કરતલ પસારવાનો વખત આવે તે કરતાં મોત આવે તે સારૂં.'

तुलसी करपें कर धरो, करतल धरो नाय;
यो दिन करतल धरी, वा दिन मरण सुहाय.

બ્રાહ્મણો ઘણી વખત ભિખને પોતાનો ધર્મ માની ખુશીથી માગવા નિકળે છે તેમને ઉપરનો બોધ બસ ન થાય તો પરાશર મુનિ કહે છે કે.

**षट् कर्म निरतो विप्रः कृषि कर्माणि कारयेत् ।**

સારામાં સારો બ્રાહ્મણ હોય તેણે ખેતિ કરી ગુજરાન ચલાવવું. કદાચ તેથી પણ બીજો ધધો જોઇએ તો પોતાના રાજા માટે યુદ્ધમાં સામેમોઢે મરવું અથવા યોગયુક્ત સન્યાસ ધારણ કરવુ. પણ ભીખ માગવી નહીં.

**द्वावुभौ पुरुषौ लोके सूर्यमंडल भेदिनौ ।**

**परिव्राट् योगयुक्तश्च रणे चाभि मुखेहतः ॥**

આ ઉપરથી રણમાં ઉતરનાર માટે યુરોપીઅન લોકો જેવુંજ અત્રત્ય મહર્ષિઓ માન ધરાવતા જણાય છે. તઓ લખે છે કે રણમા જેઓના નાસિકાદિ છેદાયા છે તેમને દેવ અપ્સરાઓ "આ મ્હારો પતિ! આ આ મ્હારો પતિ! કહી, તેને જલદી વરવા દોડે છે."

**यस्यच्छेदक्ष तं गात्रं शर मुदगर यष्टिभिः ।**

**देवकन्या स्तुतं वीरं प्रधावंति ममभर्ता ममेति च ॥**

પ્રતિગ્રહને આ પ્રમાણે તિરસ્કારી દાનમહિમા આપણા પુર્વે થઇ ગએલા ઋષિ મુનિઓએ ગાયો છે. સૌથી સારો માર્ગ દાન નહિં લેવુ તે છે અને દાન દેવામાં પોતાનો દેહ પણ પરાર્થ ખર્ચવા, એને સૌથી શ્રેષ્ઠ ગણ્યો છે. દધીચી ઋષિએ પાત્ર તરિકે ઇન્દ્રને પોતાની કરોડનુ હાડકું દાન કર્યુ હતુ બલિરાજાએ પરમપાત્ર શ્રી હરિને સર્વસ્વ અર્પી દીધુ છે. આવા અનેક દૃષ્ટાંતોથી એજ સિદ્ધ થયુ કે પાત્ર જે સમયમા હાથ લાગે તેજ દાનનો દેશકાલ સારો; નહિ કે કેવલ ગૃહણ, કુરુક્ષેત્ર વગેરે છે દાન નહિં લેવાની આજ્ઞાનું ઉલ્લંઘન કરી ગૃહેગૃહે રઝળતા ભિખારીને શાસ્ત્ર ચોરની ઉપમા આપી પાત્રે દાન કરવા આપણને ફરમાવ્યુ છે તે તરફ આપણું ધ્યાન ખેંચાશે નહિ તો આપણે આપણા શત્રુ બનીશુ. સ્વાજતિ કરી લેવા જેવું સારૂ રાજ્ય, સારો સમય પ્રાપ્ત છે તેને વ્યર્થ ખોવો એ આર્યભૂમિ ઉપર જન્મ પામેલાને ખચીત દૂષણાસ્પદ ગણાશે. શ્રી શંકર પણ કહે છે કે.--

**इतः कोन्वस्ति मूढात्मा यस्तु स्वार्थे प्रमाद्यति ॥**

અન્ય ગાંડા પ્રારબ્ધવાદી અને બાયલા નોકર ચાકર માટે હવે પછી કહેવાનુ છે

ઇતિ શિવમ.